# સુધરેલી સરલા

યાને

# મ્હારી બૈરી બી. એ.



“ગુજરાતી” સાહિત્ય મંદિર, સલાબતપુરા-સુરત.

ॐ

# સુધરેલી—સરલા

યાને

# "મ્હારી બૈરી" બી. એ.



પ્રયોજક:—"પુષ્પ"





પ્રકાશક,

"ગુજરાતી" સાહિત્ય મંદિર

સલાબતપુરા—સુરત.

મૂલ્ય ચાર આના.

પ્રકાશક [illegible] ત્રિભુવનદાસ પટેલ.
[illegible] ૭૦ સલાબતપુરા-સુરત.



# સમર્પણ.

આંગ્લભાષા વિભુષિત–આર્ય કન્યાઓને પતિ–
ભક્તિનું પરમ–સુત્ર પતિશ્રી પાસે પાલન
કરાવનાર પ્રમદાઓને !

અને

માતૃભાષા, ગુર્જર-ગિરાના ધાર્મિક ગ્રંથોના
જ્ઞાનેથી અનજ્ઞ આર્ય રમણીઓને !
તેમના સ્ત્રી–સ્વાતંત્ર્ય, સ્વચ્છતા અને સુધરેલા
સ્વભાવ તેમજ શૃંગારથી ખૂશ થઈ
કર્તા તરફથી અર્પણ !

સુરત લીમડાચોકમાં આવેલા બાઇ ધનકોરના દેશી મિત્ર પ્રેસમાં

નાથુભાઇ દેવચંદે છાપી.

# સુધરેલી-સરલા

## યાને

# "મા'રી બૈરી બી. એ."





( ગઝલ રાહ. )



સુરબ્બી માનવંતાઓ મ્હારી વાત આ વાંચો,
જરા ફુરસદ ! લઇ ચલવો પછી સંસારનો સાંચો.
તમે જો દીકરી લ્યો તો નહિ ધનવાનની લેજો,
છકેલી છેક સુધરેલી સ્ત્રીઓથી ચેતતા રે'જો.
ન મો'જે જોઇ અલબેલી, બહુ શોખીન વંઠેલી,
સુધારાના સપાટામાં સરી ફેશનમાં ફાટેલી.
મળે જો બાયડી બી. એ. પછી સંસાર ખારો છે,
અમારો આજ વારો તો તમારો કાલ વારો છે.
ભણેલી ભામિની ભાળી નવોઢા નાર નખરાળી,
દિવાના ભાન ભૂલીને ન કરશો કોઇ ઘરવાળી.
કદી પરણો કુભાગ્યે જો લઇ રે'શો નહિ મુંબઈ,
અનૂભવ મ્હેં લખ્યો મ્હારો સુધરજો વાંચી એને કંઈ.

# "મા'રો અનૂભવ."

સુરત સ્હેલાણી નગરીમાં વસુ માબાપની સાથે,
ઉમંગે ખાઇ, પી, ખેલું નથી ખામી કશી વાતે.
ભણું છું પાંચમું ધોરણુ નિશાળે રોજ જાઉં છું,
પિતાને એક હોવાથી હું "ભાઈ, ભાઇ," થાઉં છું.
અમારી ન્યાતનો ધારો લગન ઝોળી વિષે થાયે,
અરે ! બાળપણુમાંથી ત્રિયા-બંધનથી બંધાયે.
મહારો પાંચમે વરસે ભલા ! સંબંધ સંધાયો,
અને નાદાન વય છઠ્ઠે લગન-બંધનથી બંધાયો.
ભણે અંગ્રેજી બીજી એ ! હતી કન્યા ધનંજયની,
અને હું ઠોઠ ન્હાનો ! તે વરસમાં બારના વયની.
કજોડું જોડી માબાપે જીવન ઝે'રી બનાવ્યું હા !
"અવશ્યમ્ ભાવિના ભેદો" ભુંસાવા કોઈ ફાવ્યું ના.
મ્હને સૌ "કાન્ત" ના નામે જનમથી મૂળ સંબોધે,
અને મમ બાઈસાહેબનું સુશોભિત નામ "સરલા" છે.
મ્હને સૌ વર્ગમાં સ્નેહી સદા રવિકાન્ત જે કે'તા,
કહી તે સર્વ 'સરલા-કાન્ત" આજે તાળીઓ લેતા.
"યથા નામા: તથા ગુણા" કથન જે આજ કે'વાયે,
અમારા ધર્મપત્નીમાં ખરે અપવાદ લેવાયે.
પતિ મંદિર પધારે નવ-વધૂ જ્યાં પ્રથમ પરણીને,
ધરે લજ્જા જુએ નીચું ખણે છે જેમ ધરણીને.
જરા કંઇ બોલતાં સ્હેજે હસીને મંદ શરમાએ,
વદે થોડું સુલક્ષણુ સૌ ગણાએ નવ-વધુનાએ.

પરન્તુ સર્વ આ લજ્જા અમારાં ધર્મ-પત્નીએ,
મૂકી'તી મૂળથી અળગી ! હતી સુધરેલ પત્ની એ.
સુશોભિત પોલકું પે'રે, ન પે'રે કોઈ દી ચોળી,
લવંડર સેન્ટ નાખીને ગુંથે વેણી-લટો ઓળી.
નવી ફેશન, નવા સેંથા, નુતન ગજરા સદા બાંધે,
જુઇ ને જાઇ, ચંપેલી, પરોવી પુષ્પ સંગાથે.
અનૂપમ ઓઢણી આછી અધુરી શિર પર ઓઢે,
પ્રતિદિન પાઉડર, લાલી, લગાવે હોંસથી મ્હોડે.
મનોહર મોતીની માળા સીંચીને ડોકમાં ઘાલે,
કરે કંકણ, પગે ઝાંઝર પહેરી લ્હેંકતી ચાલે.
ઝમકતી કર્ણમાં બુટ્ટી, ચમકતી નાકમાં વાળી,
વળી કાંડે અહા ! બાંધે, ઝીણી ઘડીયાળ રૂપાળી.
છતી આંખે છકેલી એ ચઢાવે શોખના ચશ્મા,
ઉંચી એડી તણા જોડા ઉપરથી એક અંબ્રેલા.
વપુ પર વાપરે વાયલ, વિલાયતના ઝીણા છાયલ,
મધુરૂં મંદ એ હસતી કરે જોતાં જગત્ ઘાયલ.
ધનંજયની હતી બેટી અતિશય ગર્વમાં ચાલે,
સ્વયં સૌન્દર્ય, યૌવનમાં બની ગર્વિષ્ઠ ને મ્હાલે.
છબી દર્પણ વિષે નિરખી થતી બહુ ખુશ હરખાતી,
"રુપાળી સર્વમાં છુ" એમ માની ઉર છલકાતી.
બનીને બેશરમ ફરતી, બધે સ્વચ્છન્દ વિહરતી,
ન ધાકે કોઇના ડરતી, સુધારાની સભા ભરતી.
મનોહર મુખ મૃદુ વાણી, પડે જ્યાં બોલ ત્યાં પાણી,

ફરે થઈ રાયની રાણી....મ્હારી એ મહારાણી.
લ'ડાવી લાડ મનગમતા, કરી મા–બાપએ મ્હોટી,
ઉછેરી "બ્હેન–બ્હેન" કહી કપાળે કયાં મ્હને ચ્હોંટી ?
અરે ! ઢીલી મૂકી દોરી....બનાવી છેક ફાટેલી,
બહુ મ્હોડે ચ્હડાવીને કરી સ્વચ્છન્દ, સુધરેલી.
જતો હું સાસરે એયે પધારે મમ ગૃહે જમવા,
ન જાણું "લગ્ન" હું શું છે ? જતો શેરી વિષે રમવા.
હતો હું બાળવયમાં પણ હતાં ના બાઈ ન્હાનકડા,
છતાંયે છોકરીવાળા કહેતાં શબ્દ લાડકડાં.
ઘરેણાં ખુબ હું ઘાલી જતો'તો સાસરે જમવા,
પ્રિયા પણ ઉર્વશી ! થઇને પધારે ટેવ કેળવવા.
નિરખતો રૂપ રંભાનું જતાં ને આવતાં ઘરમાં,
ન જાણું કોણ ? આ આવે, વધારે પાંચ ઉમરમાં.
સમય જાતાં થયો મ્હોટો વરસ બેઠું મ્હને દશમું,
મગજમારી મહા લાગે ! બધું એ અધ્યયન વસમું.
ભૂમિતિ, દાખલા ગોખું, વળી ભુગોળ ઇતિહાસો,
ભણીને પારકી ભાષા કહો કો'નો વળ્યો દિન શો ?
પ્રિયા પંદર વરસની થઈ પધારી સાસરે પ્રીતે,
ભણેલી પાસ ચોથીમાં બધી વાતે મ્હને જીતે.
અરેરે ! નારના જોતાં ભલા ! શાળા વિષે જાતો,
અજાણ્યો છેક સંસારે પછી હું શીદ લજ્જાતો..
બગલમાં ચોપડા મારી, જતાં ના લેશ શરમાતો,
રખડતો શેરીમાં બાપા કને જઇ રાવ પણ ખાતો.

પ્રિયા સંપૂર્ણ જોબનમાં, પતિ આ નગ્ન પણ ફરતો,
અજાણ્યો વસ્ત્ર પે'રે પણ ! રમકડાં માટ હું રડતો.
અમારી ન્યાતની આંખો ! પ્રભો ક્યારે હવે ખૂલે ?
ઉમરમાં બાર ! બાળાના પતિશ્રી પારણે ઝૂલે.
સ્હવારે એક દિન ઉઠી કરૂં લેસન બધું મ્હારૂં,
પધાર્યાં ત્યાં પ્રિયા પોતે ગયું અજ્ઞાન અંધારૂં.
મ્હને "વ્હાલા" કહી વ્હાલે ગળામાં હાથ બે નાખી,
ગુંથેલી કેશની વેણી, હડપચી સ્કંધ પર રાખી.
વદી "વ્હાલમ્" બજ્યું શું ? બોલતાંયે આપ શરમાઓ,
પધારી ઘેર પત્ની તે છતાં શાળા વિષે જાઓ.
હસી હેતે મ્હને ચૂમી જરા બે વાત કંઇ બોલો,
કહો કે'વી ગમું તમને ? જરા અંતર પ્રિતમ ખોલો.
ભલા ભરથાર ન્હાનકડા, તમોને કેડમાં લઇને,
કહો તો ફેરવું બોલો નકી સોગન હવે દઇને."
વિલક્ષણ હાવ ભાવો ને કટાક્ષો કામીની કરતી,
"લખ્યું ભર્તૃહરિએ જે નરોની બુદ્ધિ ને હરતી."
મૃદુ કર સ્પર્શ અદ્દભુતને પ્રતિભા ચંદ્રવદનીની ?
ગુલાબી ઓઢણી આછી ? પ્રભા ચંચલ નયનની શી ?
ક્ષણિક સૌન્દર્યના પાને ધરાઇ એક દ્રષ્ટે હું,
અલૌકિક રૂપરાશિને વિચારૂં ! નિર્ખતો આ શું ?
હશે આ કોણ ? શા માટે મ્હને ભેટે અને ચુમે ?
દિવાની શું હશે ? મસ્તક બધું મમ ચક્કરે ઘૂમે.
અજાણ્યો પ્રેમથી હું તો અવાચક શું કહો બોલું ?

શું મ્હારી એબ અણુસમજુ તણી હાથે કરી ખોલું !
પતિ, પ્યારા, અને વ્હાલા, તણો ભાવાર્થ ના જાણું,
" મુકી દયો બ્હેનડુંમા'રા સમ " કહી મમ હાથને તાણું.
" સિધાવો આપને રસ્તે, તમે છો કોણ ? શિદ આવ્યા ?
મુકો ! કરવુ મ્હને લેસન " રહ્યા ના તોય અટકાવ્યા.
મ્હને કહે' " આમ શું બોલો ! બળ્યું મૂકો હવે ભણવું,
હતી ના આપને ગમતી પછી ન્હોતું મ્હને પણવું. "
હવે કંઈ ભેદ હું સમજ્યો, વિચાર્યું બાયડી મારી,
પિતાએ ભાઇસાહેબનો કીધો છે મામલો ભારી.
ઝપાટે હાથ છટકાવી લઇને ચોપડા નાઠો,
રડયો બાપા કને જઈને ખરેખર ડુસકા ખાતો.
સવિસ્તર વાત વિસ્તારી કહી મ્હેં તાતને જ્યારે,
વળાવી મહીઅરે વહુને સુખે ભણવા દીધો ત્યારે.
પછી તાતે શિખામણ દઈ કહ્યું "સ્ત્રી ભાઈ એ ત્હારી,
હવે ન્હાનો નથી તદ્દન ! જરાં કંઈ રાખ હુંશિયારી."

* * *

પછી અભ્યાસ બંનેનો અતિ સુખમય રીતે ચાલ્યો,
પરન્તુ ઠોઠ પ્હેલેથી થઇ નાપાસ કંટાળ્યો.
પરીક્ષા ચોથીની દીધી પરન્તુ ના વળ્યું કાંઇ,
અમારા બાઈ સાહેબ તો બન્યા બી. એ. હવે ભાઈ.
થયો હું સોળનો ભણવું બધું અંતે તજી દીધું,
અને મા-બાપ મ્હારાએ શરણ સર્વેશનું લીધું.
પ્રિયા પણ વીસની થઈ છે, હવે આવી અહીં રહી છે,

પ્રવેશી પૂર યૌવનમાં યુવા—કન્યા હવે નહિ છે.
મ્હને કહ્યું "નોકરી માટે, ચલો મુંબઇ નગર જઇએ,
પુરાણું આ'વું ઘર છોડી લઇને બંગલો રહીએ."
થઇ આજ્ઞા ત્રિયાની જ્યાં પછી શું લેશ બોલાયે ?
વળી બી. એ. બનેલીનું કહો અપમાન કયમ થાયે ?
મ્હને આ ખેલના પ્હેલા પ્રવેશે દાબમાં લીધો,
ભજવવા ભૂમિકા સંસારમાં મુંગો કરી દીધો.
હુકમ માથે ચ્હડાવ્યો મ્હેં પધાર્યો પ્રેમથી મુંબઈ,
ભટકતો નોકરી માટે, છતાં કંઇ ભાળ લાગી નહિ.
ત્રિયાનો તાપ મ્હા ભારી ખરેખર છેક સુધરેલી,
બધો પોશાક ઇંગ્રેજી મળી'તી પૂર્ણ વંઠેલી.
ખરચ બબ્બે જણાનો ને કમાણી એક પૈની ના,
ઉપરથી બંગલા—ભાડુ કહો વેઠાય કયાંથી હા !
પ્રિયા મુંબઈની શેઠાણી ખરચ પોશાકનો ભારી,
વળી રામા રસૈયાનો ! કહો તાકાત કયાં મા'રી ?
ઉપજતો ક્રોધ અંતરમાં કહેવા જીભ ના ઉપડે,
ત્રિયાનો ધાક પે'ણ્યો'તો કહિ કે'વા જતાં ફફડે.
બચેલું સર્વ ધન મ્હારૂં, અને એ'નું થયું પૂરૂં,
રખડતા રોજ મુંબઇમાં પ્રયત્ને ભાળ કંઈ લાગી.
રહ્યો વ્યાપારીને ત્યાં હું હૃદય આશા જરા જાગી.
મળે છે સાઠનો મહિનો છતાં પોષણુ નહિ થાયે,
પુરા પચ્ચીસ રૂપિયા તો પ્રિયાના ડ્રેસમાં જાયે.
રૂપૈયા વીસનું ભાડું પછી ખાવું કહો કયાંથી ?

ઉપરથી ભટ્ટ ને રામો કહો પોષાય મા'સથી!
છતાં એ બાઈ સાહેબથી ડરીને ચાલતો ભાઈ,
ઘડીમાં હ્યુટ, કે' ડીઅર ઘડીમાં થાય છે વાઈ.
બજાવી પૂર્ણ મ્હેં બે વર્ષ મ્હારા શેઠની સેવા,
પધાર્યા એક દિન મુજને કંઈ મમ શેઠજી કે'વા.
કહ્યું "હે કાન્ત! પરગામે કંઈ કામે સિધાવું હું,
સકળ સત્તા હિસાબો આ ત્હુને હું સોંપી જાઉં છું.
મુકી મમ પર બધું જોખમ ગયા એ શેઠ પરદેશે,
પરન્તુ હાય! એનું તો મ્હને જીવન-સ્મરણ રે'શે.
ગયા જ્યાં શેઠ પરગામે મ્હને તેડું તરત આવ્યું,
નવી શેઠાણીએ મુજને "મળી જાઓ જરા" કા'વ્યું.
બિચારા શેઠ વૃધ્ધવયે નવી શેઠાણી લાવ્યા'તા,
મનોહર નામ "મોહિની" જહાં સેવક સિધાવ્યા'તા.
મ્હને કહે "મોહિનીબાઈ" તમે રાતે જરા આવો,
મહારા ખાનગી પત્રો પધારીને લખી જાવો.
કહી "હા" એકદમ આવ્યો, પ્રિયાને બાથમાં લીધી,
જવાનું રાતના મ્હારે જણાવી વાત સૌ દીધી.
જમીને રાતના જાતે ગયો શેઠાણી—ભુવનમાં,
અલૌકિક અપ્સરા થઈને ઉભા'તા પુર યૌવનમાં,
અલંકારો અતિ ઉત્તમ હિરા-માણિક્ય, મોતીઓ,
ઝવાહિર ઝળહળે અંગે ઝમકતિ અગ્નિ-જ્યોતિઓ.
ધરી નાકે નૂતન વેસર કરે કંકણ સુવર્ણોના,
ગ્રીવામાં હાર હીરાના નુપૂર-ઝંકાર ચર્ણોમાં.

સુશોભિત કેશની વેણી ગુંથીને ફૂલ બાંધ્યા'તા,
બિનાક્ષી મોહિની મુગ્ધા મૃદુ મોહાસ્ત્ર સાંધ્યા'તા.
હતી દ્વિ—કર્ણમાં બુટ્ટી કરાંગુલે હીરક મુદ્રા,
અપસરા ઉર્વશી હારે, સ્વરૂપે લાજતી રંભા.
પ્હેર્યું પોલકું પીળું, ગુલાબી રંગનું વાયલ,
મહીં મલમલ તણો ચણીયો, થયો સો જોઇ હું ઘાયલ.
મ્હને કે' "કાન્તશ્રી! આવો! ન સંકોચાવ શરમાઓ,
ગણીને ગાઢ સંબંધી તમારી! પ્રેમરસ પાઓ.
તપેલી કામના તાપે, નહિ તાવો, ન મૂઝાવો,
ન ગભરાઓ ન અકળાઓ પ્રીતિના ઘુંટડા પાઓ.
વિરહની જ્વાળ બૂઝાઓ પિપાસીને ન તરસાઓ,
અનુપમ વાટિકા ખીલી હવે! મકરંદ લ્યો લ્હાવો.
ક્રીડાના કુંજમાં સુજને કૃપાથી કાન્ત રૂબાવો,
ફરી સૌન્દર્ય—જળ—સિન્ધુ મળે સ્નાને નહિ આ'વો!"
અઘટતાં વેણ ઉચ્ચાર્યાં સુણી કંપી સકળ કાયા,
મ્હને મિથ્યા બધી ભાસી કપટની મોહીની-માયા.
કહ્યું મ્હેં માત! શેઠાણી! તમે આ દાસના થાઓ,
તમારા પુત્રની પાસે કહેતાં આવું શરમાઓ.
બનાવો શું? કસોટી શું! કરો છો દાસની આજે,
ગણું છું માતુશ્રી" મા'શ પછી આ બોલવું છાજે?"
વદી મુંબઈની શેઠાણી "કરે ચંદ્રક ત્હને લક્ષ્મી,
ધરી દે ભાલ સત્વર તું કરે છે વાર મૂર્ખા શી?
"કસોટી હું નથી કરતી, ગુલાબી-ગાલ જો! ધસ્તી,

વિચારે શું તુંયે વળતી? કરી લે ભાગ્યની ચઢતી.
ભરી અમૃત-રસ પ્યાલી, કરી દે કંઠમાં ખાલી,
અભાગી હોય તો આજે અરેરે! ઠેલજે ઠાલી.
ભરી આ પ્રેમની પ્યાલી, તમારી ભાગ્યદેવી છે,
કંઇ અણુસમજુએ ઠેલી....કંઈ સમજુએ સેવી છે.
તમારા ભાગ્યનો ભાનુ, સિતારો ઉન્નતિનો આ,
કહો હે કાન્તશ્રી! હર્ષે તમે શું એ સ્વિકારો ના."
હળાહળ તુલ્ય આ શબ્દો સુણી ક્રોધે બન્યો ઘેલો,
વદયો "લજાવ ઓ માતા! ઉલ્લંઘી હદ નહિ મે'લો!
જરા કંઇ ભાન રાખીને વદો, બોલો વિચારીને,
વદયા શબ્દો તમે જે છાજતા નિર્લજ્જ-નારીને.
અભાગી યા સુભાગી હું, ભલે થાઉં ભિખારી હું,
છતાં સંતોષ મ્હોટો એ મ્હને 'ચારિત્ર્યશાળી" છું.
બને શું બેવફા બેટો, કદી નિજ બાપની સાથે?
જુએ ઝાંખી કદાપિ શું? કુકર્મો માત સંગાથે?
હળાહળ ઝે'રની પ્યાલી, પીવા ઈચ્છા નથી મ્હારી,
ભલે વારાંગના થાઓ તમે! હું ના કરૂં યારી.
સુકુળની સુન્દરી થઈને પિતાનું નામ ઉજાળો?
ભલું સૌન્દર્ય એથી તો લગાડી લાહ્ય ને બાળો.
શિયળને સાચવી જાણે, ખરી તો તેજ સન્નારી,
શિયળને વાપરી જાણે નઠારી, નિચ, વ્યભિચારી.
પતિવ્રત પાળતી પ્રમદા ગણાયે છે સતી દેવી,
પતિવ્રત વેચતી પ્રમદા છતે સૌન્દર્ય કો' કે'વી?

નથી પરવા મ્હને આજે ભલે જો નોકરી જાશે,
તથાપી નિન્દ આ આશા ન મા'રાથી પૂરાશે.
પધારૂં છું સતી સીતા! તમારી પ્યાલીને ઠેલી,
મળી છે ઘેર સુધરેલી, મળી શેઠાણી વંઠેલી."
કહીને આટલા શબ્દો પછી ક્ષણ વાર બોલ્યો ના,
ગયો હું ઘેર પોતાને, શું જોયું જાળીયામાં ત્યાં?
પડોશી પ્રેમજી નામે પ્રિયાની પાસ બેસીને,
અડપલાં હાય! કરતો'તો હસીને ઓહ્! મમ સ્ત્રીને.
દિઠો દેખાવ મ્હેં આ જ્યાં, સ્થિતિ મા'રી થઇ કે'વી?
ઉકળતો એક તો આવ્યો મળી આહુતિ પણ એ'વી!
હવે મમ ધૈર્ય નાઠું ને ભભુકી કોપની જ્વાળા,
ભણેલી સૂધરેલીના હશે આ'વા શું ગોટાળા?
અભણ હોવાથી! હું સમજ્યો! નઠારી શેઠની નારી,
ભલા! ભગવાન શું ઓછી ભણી બી.એ. છતાં મા'રી?
લગાવી લાત દ્વારોને ધસી હું એકદમ પ્હોંચ્યો,
મ્હને નિર્ખી અચાનક ત્યાં ખરેખર પ્રેમજી ચોંક્યો.
ખુલાસો પત્નીને પૂછ્યો તહીં તો લોગ લાગ્યા છે,
મ્હને કે' જોઇને બોલો! હજુ તો બાર વાગ્યા છે.
પુછ્યાગાછ્યા વિના આવ્યા, જરા કંઇ સભ્યતા શીખો,
હજૂયે પારકા પાસે બતાવો જંગલી રીતો.
જરા મેનર અને મા'રૂં કંઇ રીસ્પેક્ટ તો રાખો,
ધસી આવ્યા, ન શરમાયા થતી'તી ખાનગી વાતો.
તમારી નોકરી માટે બિચારા બોલવા આવ્યા,

હિતૈષી આપના ધારી વિવેકે આજ બેસાડયા.
નહિ જાણ્યા! નહિ જોયા! વિના, સમજે, પડો બોલી,
લઉં તસ્દી નકામી હું નથી એવી કંઈ ભોળી!
મૂકો એ વાતને પડતી, હશે! "વ્હાલા હવે બોલો,
પધાર્યા કેમ પાછા એ તમારા ભેદને ખોલો."
મીઠા બોલો વદી મુજને મનાવ્યો પ્યાર ખોટાથી,
બતાવી હાવભાવો ને ઉડાવ્યો ગપ્પ ગોટાથી.
પડોશી પ્રેમજી નિર્ખી મ્હને નાઠો હતો ઘરથી,
પછી સંવાદ આ ચાલ્યો કહું છું એ નવેસરથી.
સતી સરલા મહારીએ ફસાવ્યો સ્ત્રી-ચરિત્રે હા!
ભયંકર ભાવિ-ભુલાવે ભુલ્યો! સમજ્યો અરેરે! ના.
પ્રભાતે શેઠ મ્હારા જે ગયા પરગામથી આવ્યા,
લીધો હિસાબ સંભાળી, પછી નિજ ઘેર સિધાવ્યા.
બીજે દિન એકદમ કાંવ્યું "સિધાવો નોકરી પરથી,
અમારા શેઠને સજ્જન! તમારી કંઈ જરૂર નથી."
ભયંકર ભાગ્યદેવીની મ્હને થઈતીજ આગાહી,
ઉંધું ડુબભેરશે નક્કી પતિને! મોહિનીબાઈ.
નિરર્થક વાત કે'વામાં હું સમજ્યો માનની હાનિ,
નવીના પ્યારમાં માને નહિ એ શેઠ અજ્ઞાની.
વિતેલી વાત મ્હારી મ્હેં કહી અથઈતી સરલાને,
દિલાસો આપતી બોલી "તમે મૂઝાવ છો શાને?
તમારી નોકરી માટે કહ્યું છે પ્રેમજીભાઈને,
અપાવે નોકરી ઉત્તમ રૂપૈયા સાઠને મહિને.

અપંચી પ્રેમદા સરશે! બતાવે વ્હાલ ઉપરનું,
ઘડીમાં ખીજતી, હસતી, કપટ જાણું ન અંતરનું.
હતો સંકેત પ્હેલાંથી, પડોશી સાથ સરલાનો,
અપાવી નોકરી મુજને અવિશ્વાસી બનું શાનો?
પરન્તુ હું નહિ જાણું, ઉપરથી શુદ્ધ આ સોનું,
રચેલું નિકળશે રૂપું દગા કરનાર બંનેનું.
અતી આભાર માની મ્હેં સ્વિકારી નોકરી આપી,
"હિતૈષી પ્રેમજી મા'રા" હૃદયમાં ભાવના સ્થાપી.
મળી'તી નોકરી મુજને ભયંકર રેલ્વેની તે,
ડયુટી આઠે દિને મ્હારી બદલતી હાય! એ'મા'રે!
દિવસને રાતની ડયુટી ભરૂં હું આઠ દિન સાથે,
મળે પંદર દિવસ માંસે સુખેથી ઉંઘવા માટે.
કરૂં હું રાતપાળી! ત્યાં ખબર શી? શું ગૃહે થાયે?
તમાસા, નાટકો, જોવા, પ્રીયાને પ્રેમજી જાયે.
નવા સર્કસ સીનેમામાં હમેશાં હોળી પૈસાની!
પડે પ્રસ્વેદના બિન્દુ મ્હને! એ'ને ખબર શાની?
છકેલી છેક સુધરેલી વ્યભિચારી બની આજે,
ભણેલી બાયડી બી. એ. બગડતાં સ્હેજ ના લાજે.
ભણી અંગ્રેજી ભાષાઓ પતિભકિત પછી ભૂલે,
નવી ફેશન સુધારામાં બની શોખીન એ ફૂલે.
પતિ–ભકિત કરે તો શું? કશાવે પોતીકી સેવા,
નિહાળો વદન દર્પણમાં તમે લાગોછ કો' કેવા?
ચહડાવે બુટ, સ્ટોકિંગો, સુશોભિત ફેન્સી ચશ્મા,

વળી ઘડીયાળ પ્હોંચીનું, મનોહર હોય અંબ્રેલા.
સદા ફેશન વિષે ઘેલી, વિદેશીમાંજ રંગેલી,
કરે શું સ્વામીની સેવા કહો એ નાર સુધરેલી.
દયાળુ દીકરીવાળા દયા આ દાસ પર લાવો,
વિનંતિ કરગરી કરતા પ્રતિ કંઇ ધ્યાન ખેંચાવો.
કરો બી. એ. અને એમ. એ. ભલું એથી થયું શું ? શું ?
પતિભકિત તણા પાઠો વિના ભણતર બધું લુખું.
મહાભારત, અને ગીતા, પુરાણો ધર્મ વિધાને,
જરૂરી જ્ઞાન ગુજરાતી તમે આપી ભણાવોને.
સતી સીતા, અને તારા, સતી દમયંતીની સેવા,
સતી મંદોદરી જેવી સ્રીઓના દાખલા દેવા.
સુકન્યા, દ્રૌપદી આદિ સતીની જે પતિ-ભકિત,
શીખાવો માત અનસૂયા તણી આદર્શમય નીતિ.
પતિ-સેવા, પતિ-પૂજન, પતિભક્તિ તણા પાઠો,
પઢાવો પુત્રીઓવાળા ઉરે સંસ્કાર શુભ સ્થાપો.
કરો કલ્યાણકારી સુન્દરીને ધર્મ જ્ઞાનેથી,
"સુખી-સંસાર" રહ્યો તો સતીના ધર્મ-પાનેથી.
"પતિ પરમેશ પ્રમદાનો, પતિ સૌભાગ્યશ્રી જાણી,
ભૂ-મંડળની મહિલાઓ ! પૂજો ભવ-સિંધુ સુકાની."

* * * *

બરાબર રાતની વેળા હતો મમ નોકરી પર હું,
અચાનક જીવ ચૂંથાયો મગજ ચક્કર ભમ્યું મ્હારૂં,
રજા લઇ ઘેર હું આવ્યો ! અને ત્યાં દ્રશ્ય શું જોયું ?

નિરખતાં બારણે તાળું ખરેખર! ભાન મ્હેં ખોયું.
વિતેલી રાત મોડી ને બરાબર બાર વાગ્યા'તા,
પછી તાળું દઈ દ્વારે ગૃહીણી કયાં સિધાવ્યા'તા?
સુતો હું ઓટલે! આંખે અતિ અંધાર આવ્યાથી,
ભલી આ ભાગ્યની લીલા! હતો હું બંગલાવાસી!
ટકોરાં ત્રણ તણાં થાતાં પ્રિયા ને પ્રેમજી આવ્યાં,
મ્હને નિર્ખી સુતેલો ઓટલે ને બેઉ વ્હેમાયાં.
કહી મ્હેં માંદગી મ્હારી "બહુ સારૂ" પ્રિયા બોલી,
સિધાવી! મૌન મંદિરમાં! પછી એ દ્વારને ખોલી.
સુતો હું રાતના સમજી! ન પૂછ્યાં કાંઇ પણ પ્રશ્નો,
પ્રભાતે પૂર્વવત્ સાજો થયો કીધાં થકી યત્નો.
ત્રિયાના તાપને ભૂલી ફરી સરલા પ્રતિ બોલ્યો,
"કહે તું કાલ કયાં ગઈ'તી? જરા ના ભેદ ત્હેં ખોલ્યો!
વદી "વ્હાલમ્ સીધાવી'તી નવો નાટક જરા જોવા,
થયો આખા દિવસનો થાક સ્વામીનાથજી ખોવા."
પધાર્યા પ્રેમજીભાઇ મ્હને આગ્રહ અતિ કીધો,
અપાવી નોકરી બદલો ચૂકાવી આપનો દીધો."
સુણી નિર્લજ્જ નારીની હુળાહળ તુલ્ય આ વાણી,
મ્હને વ્યાપી દીલે જ્વાળા વદયો! "વેશ્યા! ત્હને જાણી.
પિતાનું નામ! શુભ કૃત્યો કરી આ'વા ઉજાળે છે?
પતિની આબરૂ આ'માં કહે કે'વી નિહાળે છે?
ધણીનું નામ ત્હેં બોળ્યું! અરે! કમજાત આ કુલટા,
પરાયા પુરુષની સાથે જતાં આવી નહિ લજ્જા!

કહે શું ધાડ મારે છે? ગૃહે આવેછ કંટાળો,
કરે શું? થાક લાગે છે! નથી કંઈ કામ, જંજાળો.
સતી એ સાધવી સરલા! રચે શું જુઠ્ઠની જાળો,
ઠગી ભરથાર ભોળાને કરે ગંભીર-ગોટાળો.
રૂપૈયા સાઠ આવે છે, બધા તે તું ઉડાવે છે,
છતાં બેટી ધનંજયની ઉપર દેવું કરાવે છે.
પછી નાટક, સીનેમાના ખરચ વેઠાય કે' કયાંથી?
બી. એ. બુદ્ધિ વગરની શું? ઉડાવે બીનપરવાથી.
ધણીને ધાકમાં રાખે, જરા અપમાન ના સાંખે,
ભણેલી ભામિની બી. એ. તણું શું તેજ તું દાખે?
ભણી શું આટલું એ'માં શીખી શેઠાઇ ભોગવવી?
તજી લજ્જા, બધી બુધ્ધિ નઠારે પંથ વાપરવી?
ચલાવે સ્વામી પર સત્તા, ઉડાવે મોજ મનગમતી,
નમાવે નાથને પોતે કદી સ્વપ્ને નથી નમતી.
કહું કરજોડીને દેવી! સિધાવી જાવ તો સારૂં!
ભલા ભગવાન પાનું કયાં? પડયું આ સંગમાં મા'રૂં!
પનોતાં આપના પગલાં વડે પાવન થયો પૂરો,
તમારા સુકૃત્યોથી વળી સાહસિક અને શૂરો.
અમી-કયારી ગણી વાવી જીવનના ક્ષેત્રની માંહે,
હળાહળ ઝે'રની કયારી જણાઇ આજ હા! સરલે!
મધુર સંસાર-લ્હાવાના ફુલોની વાસ લેવાને,
ઉછેરી'તી! પછી આશા નિરાશામય કરી શાને?
મધુરાં પુષ્પને બદલે ઉગ્યાં પાખંડના પુષ્પો;

સુંઘાડી હાય! ખુશબોની જગે સરલા! ખરે! બદબો.
સુકાની સાંપડી નૌકા! અરે! ભવસિંધુ જો તરવા,
"અજાણે કયાં ખરીદી મ્હેં! વિચારે! જ્યાં પડયો મરવા!"
ઉતારી બેટની ઉપર સરી ગઇ પાણીમાં પોતે,
સુકાની અન્યને કીધો મરી, પકડાઇ વિણ મ્હોતે.
તમારો લખપતીની દીકરીનો ખર્ચ આ ખોટો,
નહિ વેઠાય મ્હારાથી "નવલશા" હું નથી મ્હોટો.
કરીને કરકસર સરલા! રહેવું હોય તો રે'જો,
ઘણું વેઠયું તમારાથી ક્ષમા તે'ની ગણી લેજો,
રજા દગો ભટ્ટ રામાને કરો ગૃહ–કાર્ય સૌ હાથે,
રખડવું રાતના ચાલે ન જો રો' આપણી સાથે."
કહું છું કંઇક આગળ જ્યાં અધુરે બોલ અટકાવી,
વદી "બસ બોલવું રાખો, ન બોલો જીભ લંબાવી.
નથી બૈરી પળાતી તો પછી પરણ્યા કહો શાને?
કમાવા શકિત ન્હોતી તો પધાર્યા શીદ પરણવાને?
ખરો સંસારનો લ્હાવો ન સમજો છેક છે સોંઘો!
પ્રિયાનો પ્રેમ ત્રિલોકે અતિ દુર્લભ અને મોંઘો.
ભણ્યા ઉંઠા લગી પોતે પછી શું આવડે? કો'ને?
નકામો રોફ બૈરી પર કરો છો માનમાં રો'ને?
પહેરો હાથમાં કંકણ પગોમાં સાંકળા સુન્દર,
ધરી ચોળી અને ચણીઓ ઉપરથી રેશમી અંબર.
સજો સાડી સુશોભિત ચા! ધરો નાકે નવી વાળી,
અણુામાં ઘુમટો તાણી સુશિલા થાવ શરમાળી.

પછી રાંધો તમે હાથે, રમાડો છોકરાં હેતે,
સ્ત્રીનો અવતાર જો લેતે પછી પીડા ન આ રે'તે!
કમાવા કાલથી સમજ્યા? ખરેખર હું જવાની છું,
અને મા'રી જગે ઘરમાં તમોને રાખવાની છું."
કટાક્ષો કારમા બોલી! લઈ હું લાકડી ઉઠયો,
ખરેખર ખૂબ ફટકાવી ભલો! ભગવાન જ્યાં-રૂઠયો,
બગલમાં પોટલી મારી પ્રિયા પિએર સીધાવી,
ગયો હું નોકરી કરવા જતાં ના લેશ અટકાવી.
કરીને નોકરી પાછો પધાર્યો રાતના જ્યારે,
પડોશી પ્રેમજી ખાલી કરી નાઠો હતો ત્યારે.
પડયો સંશય મને મ્હોટો, વિચાર્યું ભેદ છે ભારી,
હવે તો હાથથી ગઇ છે, વ્યભિચારી બની નારી.
રજા લઇ નોકરી પરથી સુરતમાં શોધવા આવ્યો,
"નથી આવી" સુણી ઉત્તર પછી હું પૂર્ણ વ્હેમાયો.
વળી મુંબાઇ ગયો પાછો કહો શોધું હવે હું કયાં?
ચઢયો છું નોકરી પર પણ બધે દેખાય **સરલા** ત્યાં!
દિવાનાની દશામાં મ્હેં અરેરે! કામ શું કીધું!
બધે "**સુધરેલી સરલા કાન્તની બી. એ.**" લખી દીધું.
નિહાળી ઉપરીએ આવું! મ્હને દારૂડીયો ધાર્યો,
રજા નિર્દોષને આપી! હતો જ્યાં દુઃખનો માર્યો.
ચઢયું મમ ચિત્ત ચકડોળે જીવન ઝે'રી હવે લાગે,
તજી સંસારને સાધુ થવા ઉર્મી ઉરે જાગે.
સુધામય સ્વાદ સંસારી સુખોનો ઝે'ર જેવો છે,

ભલો એથી હુવે મ્હારે સુખી સંન્યાસ લેવો છે!
ધરી ભગવા શરીરે ને ભરાવી સ્કંધ પર ઝોળી,
વિચાર્યું રામને રટવા બધી ચિન્તા દઈ બોળી.
પરન્તુ એક પળમાં એ વિરાગી વાયુ પલટાયા,
વિસારી વાત જ્યાં દ્રષ્ટે પડી મુંબઇ તણી માયા.
અરેરે ! આટલી વયમાં ભલા! સંન્યાસ શું લેવો ?
હજુ અજ્ઞાન ! છે ઇચ્છા અનુભવ પ્રેમનો કેવો ?
પ્રણયના કુંજમાં મ્હારે હજુ તો સ્નાન કરવું છે,
વિકટ સંસાર સાગરની લહેરો ખાઈ ફરવું છે.
અનિશ્ચિત આ વિચારોમાં પધાર્યો કંપની દ્વારે,
લખેલા લેખ ભાવીના ભુંસાયા છે કહો કયારે ?

હતો "**સુધરેલી સરલા**"નો ખરેખર ખેલ પણ આજે,
લખાયો હોય ના જાણે મ્હને ઉપદેશના કાજે.
ગયો જોવા અને જોયો મૂકીને પોક હું રોયો,
ન જોયો હોત તો સારૂં નકામો પ્રાણ મ્હેં ખોયો.
અરે ! નાટક વિષે નિર્ખી પ્રીયાને પ્રેમજી સાથે,
અભિનય અવનવા કરતી હતી નિજ યાર સંગાથે.
ત્રિઅંકી ખેલ ત્રણ વાગે પછી પૂરો થયો જ્યારે,
પ્રિયાને પ્રેમજી બંને પધાર્યા બ્હાર હા ! ત્યારે.
ઉભી વિકટોરીયા પાસે ત્વરાથી એઉ બીરાજ્યાં
પછાડી હું ચઢી બેઠો સુશોભિત બંગલે આવ્યા.
પ્રથમથી ઉતર્યો પોતે ! છુપાયો છેક અંધારે,
ન દેખે હોય પાસે પણ ભમે છે કાળ શિર જ્યારે.

પ્રિયાને પ્રેમજી ઉતરી પછી વિકટોરીયામાંથી,
સિધાવ્યા દ્વાર ખોલીને ગૃહે કામી અને પાપી.
હવે બાકી રહ્યું શું શું ? હતી સુધરેલ મમ નારી,
વધારામાં સુધારો એ બની વેશ્યા—વ્યભિચારી.
અરેરે ! પેટ ભરવાને પ્રિયા એ ખેલમાં નાચી,
નઠારી નાર નાટકમાં સતી કહેવાય છે સાચી.
ખરે ! સુધરેલ સરલા ! તું સદા સૌભાગ્યવંતી છે,
પરાઇ નાર તું મ્હારે હવે તો માત મનથી છે.
પતિવ્રતની પરમ વસ્તુ પવિતર ત્હેં બગાડી છે,
પરાયા હસ્તના સ્પર્શે હૃદય અગ્નિ લગાડી છે.
પ્રભો ! પત્ની વ્યભિચારી ! અરે ના કોઇને દેજો,
ભણેલી ભામિની બી. એ. પરણવા મૂર્ખ ના વ્હેજો.
અનુભવ આજના શિક્ષણ તણો પૂરો અરે ! લીધો,
સુધારાના સનેપાતે ઝપાટો જોરમાં દીધો.
સકળ સંસાર-સુખ-સ્વપ્નાં ઉરાડી આભમાં દીધાં,
મનોરથ મન તણા કિલ્લા હવાઇ નાશ હા ! કીધા.
પતિભકિત ભૂલાવે તું ભલી સાંપ્રત કેળવણી,
ભરે સ્વચ્છન્દતા-વાયુ મગજમાં ધન્ય કેળવણી.
બનાવે હાડકા આખાં અરેરે ! ધન્ય કેળવણી,
સવિનય સભ્યતાનો ભંગ શિખવે ધન્ય કેળવણી.
ભૂલાવે ભાન ધર્મોનું કરે નાસ્તિક કેળવણી,
તજાવી શર્મ ને લજ્જા કરે બેશર્મ કેળવણી.
ભણીને સ્ત્રી-પુરૂષ ભૂલે સ્વયં કર્તવ્ય ! કેળવણી.

પિપાસુ ના થજો જેમાં! નહિ ધાર્મિક-મેળવણી,
પતિ-ભક્તિ ભાવે જે ખરી તો એજ કેળવણી,
પતિ=પરમાત્મા પ્રમદા તણોની હોય ભેળવણી.
પિતા-ભક્તિ, ગુરૂ-ભક્તિ, ભણાવે! સત્ય કેળવણી,
સ્ફૂરાવે દેશ-ભક્તિના હૃદય-અંકૂર! કેળવણી.
વિનય, ચારિત્ર્યના ચેતન જગાવે એજ કેળવણી,
અહિંસા-શાન્તિના મંત્રો તણી જ્યાં હોય રેલવણી.
અડગ સત્યાગ્રહી, સાધુ, કરે નિઃસ્વાર્થ કેળવણી,
શિખવતી ઉચ્ચ આદર્શો. ખરી તો એજ કેળવણી.
ભણ્યા પણ ના ગણ્યા જો તો નકામી સર્વ કેળવણી,
બન્યાં બી. એ. છતાં એ'વા રહ્યાં તો ધૂળ કેળવણી.
ભણ્યાં એમ-એ. અને આગળ લીધી ઉત્કૃષ્ટ કેળવણી,
થયું આદર્શ-જીવન ના કહો શું અર્થ કેળવણી?
ચહો જો દેશની ચઢતી સ્વિકારો રાષ્ટ્ર-કેળવણી,
રહે જ્યાં ધર્મ ભેળવણી, કરો પ્રત્યેક ફેલવણી.
કુમારીકા બધી બ્હેનો, કહું છું બંધુના ભાવે,
જીવનમાં બોલ આ બ્હેનો! સ્મૃતિપટ પર જરુર આવે.
થવા બી. એ. અને એમ. એ. નકામાં વર્ષ ના ખોશો,
કદી પરદેશની ભાષા પરે મુહ્લ નહિ મ્હોશો.
બનીને અંધ, અણસમજુ! પરમ કર્તવ્ય નહિ ખોશો,
કદી ખોશો પછી જો તો પુરા પસ્તાઇને રોશો,
શિખો કંઇ વાંચતાં લખતાં તમારી માતૃભાષામાં,
કહો અંગ્રેજી કેળવણી તણી તમને જરુર શામાં?

બની બી. એ. તમારે કો' ભલાં કયાં નોકરી કરવી ?
ભૂમિતિ ને ભૂગોળોને નકામી ગોખીને ભરવી.
સપ્રેમે અધ્યયન કરજો, શ્રીમદ્દભગવત્ ગીતા ભણજો,
સતી સન્નારી દેવીના ઇતિહાસે અનુસરજો.
ભણીને ધર્મના પુસ્તક સુ-માતાઓ સુશિલ થાજો,
ઉછેરી સંતતિ ધાર્મિક કરી સંસ્કારી હરખાજો.
કદી બી. એ. બનો જો તો ન સ્વચ્છંદી જરા થાશો,
છકેલાં છેક થઈ ઘેલાં સુધારાને નહિ સ્હાશો.
ગરીબીમાં પતિ ઝૂલે! તમે ફેશન વિષે ઝૂલો,
ફરાવી પત્ની ભકિતને મલકતાં માનમાં ભૂલો!
પરન્તુ રોગ એ ચેપી! ભર્યો પરદેશની ભાષે!
નકી છાંટા ઉડે એના! ઉડયા જ્યમ આજ સરલાને!

*　　*　　*　　*

ભભૂકી વૈરની જ્વાળા! અરે! કમજાત નારી આ!
કરે જે નાશ નિજ કુળથી ઘટે વિધ્વંશ કયારીનો.
વિચારી દ્રઢ પછી મનમાં છુપાતો છેક હું ચાલ્યો,
ગયા'તા બેઉ જે ઘરમાં તહીંના દ્વાર પર આવ્યો.
પ્રવેશ્યો મંદ પગલે હા! ઉઘાડા દ્વારને દેખી,
"ભૂલાવે મર્ણ માનવને" તણી પ્રત્યક્ષતા પેખી.
લલિત શૃંગાર ભૂવનમાં સુખે એ બેઉ બેઠા'તાં,
ચુમી, આલિંગી પ્રેમીઓ! (પાપીઓ) પરમ આનન્દ લેતા'તાં.
અરેરે! દ્રશ્ય આ મુજથી કહો શું સ્હેજ જોવાયે?
અસીથી બેવફા-સ્રીનો ભયંકર ઘાવ કે'વાયે.

ધર્યો લઇ હાથમાં ચપ્પુ, અરે ! સાહસ ! મહા કીધું,
પતિતના પ્રેમીનું જીવન પલકમાં મ્હેં હરી લીધું.
કલેજે જખ્મ કીધો જ્યાં વહ્યો ત્યાં ધોધ શોણિતનો,
અરેરે ! ના થયો તોયે હુતાશન શાન્ત સેવકનો.
છરી દક્ષિણ કરે પકડી ગ્રહી મ્હેં ચોટલે સરલા,
વદ્યો "કમજાત ઓ કુલટા ! હવે તૈયાર થા મરવા.
પતિ જેવા પતિ છોડી પડોશીને ગણ્યો પ્યારો,
વ્યભિચારી બની બાંધ્યો ભયાનક પાપનો ભારો.
જુવે છે વાટ તુજ વ્હાલો ! હવે સત્વર પધારી જા,
પ્રીતિના ઘુંટડા હોંસે હવે જા નર્કમાં જઇ પા.
કલંકીની, પતિત પ્રમદા, ઝીલેના ભાર તુજ ધરણી,
કહ્યું " કરણી કરો તેવી જગતમાં પાર ઉતરણી."
પરાથી નારના સ્પર્શે પતિ ત્હારો પડ્યો આ જો,
પ્રભુનુ નામ પાપીની ! કંઇ લે અંતકાળે તો."
'દયાની યાચના" એણે કરી બહુ જીવવા માટે,
પરન્તુ ક્રોધ–ઘેલો હું ન સમજ્યો કોઇ પણ વાતે.
પડી ઘુંટણ પ્રિયા સરલા કર્યા મમ ચર્ણને ભીના,
રડી ચોધાર આંસુએ વદી "ભૂલો બની બીના.
ન નિર્દય નાથ! થાઓ હા ! દયા શિક્ષાજ મ્હોટી છે.
પતિ ! પાપિષ્ઠ પ્રમદાને 'ક્ષમા' એ શ્રેષ્ઠ સોટી છે.
બન્યું દૈવે લખાયું જે ! પ્રભુશ્રી ! શોક પરહરજો,
'ક્ષમા છે વીરનું ભૂષણ મહીંથી દાન કંઇ કરજો.
'દયા' દુર્ભાગીની માટે ખરો છે પાપ–પસ્તાવો,

થશો પાષાણુ હૃદયી ના કરુણાળુ જરા થાઓ!
કર્યું છે, મ્હેં કર્યું સ્વામી! અઘટતું કાર્ય ભૂલીને,
તથાપી આંખ ઢાંકેલી હવે તે આજ ખૂલી છે.
ભૂલી અપરાધ આ મ્હેલો પુનઃ દાસીને સ્વિકારો,
પડી છું નર્કના કુંડે ગ્રહીને હસ્તા ઉદ્ધારો.
કરી તમ ચર્ણની સેવા! પ્રજાળું પાપ! અભિલાષા,
ઉગારો યા તમે મારો! ભલે છુંદો જીવન–આશા."
કરુણ–શબ્દો મ્હને એ'ના હજૂયે યાદ આવે છે,
દયા–પોકાર આખરના સ્મૃતિથી કમકમાવે છે.
પ્રિયાનું અંત મુખ–દર્શન હજુ પ્રત્યક્ષ તરવરતું,
"દયાળુ ના થયા વ્હાલા" કહી જાણે દીસે રડતું.
ઉગરવા ક્રૂર સ્વામીથી! અરે! આક્રંદ બહુ કીધાં,
છતાં આ બેરહમ નાથે! હૃદયમાં લેશ ના લીધાં.
દયાની દેવીના બોલો અરેરે! હાય ના માન્યા,
અને અફસોસના! આજે દિનો હાથે કરી આણ્યાં.
વિચાર્યું ના "કરૂં છું શું? અરે! સાહસ ભયંકર આ!
કસાઇ હાય! થાઉં છું! કરૂં છું નારની હત્યા."
નિરૂપાયી છતાં એણે "બચાવો" બૂમ બહુ મારી,
બની નિર્દય! અરે! ઘોંચી કટારી કાળજે કારી.
પ્રિયા એ નામનો દીવો! બુઝાયો હાય! ઝગમગતો,
અને તે સાથ અંતરનો બુઝાયો ક્રોધ–દિપ બળતો.
રમાને રક્ત રંગાઈ અને થંડો પડયો જ્યાં હું,
પછીથી ભાન કંઈ આવ્યું "અરેરે! હાય કીધું શું."

પ્રિયા પરલોક સીધાવી "ક્ષમા" અંતીમ ઉચ્ચારી,
અને બસ ! તેજ ક્ષણમાં ત્યાં થઇ બંધન-દશા મ્હારી.
ઘુમાટો સાંભળી આવ્યો સિપાઇ રોન ફરનારો,
મ્હને બંધન કર્યો તેણે ગણી ખૂની અગર મારો.
બપોરે કેસ કોરટમાં પછી બીજે દિને ચાલ્યો,
પૂછાયું ખૂન સંબંધી બધો ઇતિહાસ મેં આલ્યો.
કબૂલ્યાં છાતી ઠોકી, "કીધાં છે ખૂન મ્હેં જાતે,
તપાસો ન્યાયની નજરે ! કરો શું આપ આ માટે ?"

કહ્યું મ્હારૂં બધું સૂણી ચુકાદો શું પછી દીધો,
"કર્યાં છે ખૂન બે" કહીને હુકમ ફાંસી તણો કીધો.
રડયો હું સાંભળી શિક્ષા ફરીથી કરગરી બોલ્યો,
"પ્રભુ ન્યાયાધિકારી હે ! ખરો ઇતિહાસ મ્હેં ખોલ્યો.
જગતમાં સત્ય શું હારે, અધર્મી જીતતો બાજી,
ચઢે નિર્દોષ ફાંસીએ ! વિચારો સુજ્ઞ હે કાજી !
નઠારી નાર મ્હેં મારી ! નથી ગાંડો, નથી પાજી,
ભલા ! ભગવાન આ અન્યાયથી રે'શે નહિ રાજી,
કર્યું સાહસ બની ક્રોધી, હવે સંપૂર્ણ પસ્તાઉં,
જીવન બક્ષો ! સ્મરી કૃત્યો પૂરીથી શુધ્ધ હું થાઉં."
પરન્તુ બોલ મ્હારા આ હવામાં કયાંય ઉડયા હા !
કદી સૂણ્યું સગા કળિયુગમાં કો થાય નિર્ધનના.
જીવન આશા હવે છોડી સહર્ષ જેલ સ્વિકારી,
રહ્યાં બે દિન બાકીના અમલ શિક્ષા થતાં મ્હારી.
હવે જીવન મ્હને જગમાં હળાહળ ઝે'ર હા ભાસે !

છતાં મમ સમ કૂભાગીથી, મરણ આઘું સદા ન્હાસે.
પ્રિયાની બેવફાઇથી વિરહની વેદના ખૂંચે,
અરેરે! કાન્તના આંસુ હિતૈષી કોણ અહીં લૂછે.
ચિતારો! અધધ! ફાંસીના! નયનની પાસ તરવરતાં,
ભયંકર છે! ભયાનક એ! કમોતે આમ! હા! મરતાં.
પરન્તુ રામ જો રાખે, ન હિંમત કોઇની મારે,
વિચાર્યું ન્હાસવા! દીધી અલૌકિક શકિત સૃજનારે.
મહામહેનત કરી સળીયા બધા જાળી તણા તોડી,
છુટીને બ્હાર જ્યાં આવ્યો! નમ્યો જગતાત! કરજોડી.
કરેલાં પાપ પસ્તાવો કરીને બાળવા માટે,
ભલા! હતભાગ્ય હું ન્હાસી ગયો ગંગા તણા ઘાટે.
સ્તવન સર્વેશનું કીધું, પડયો ઘુંટણ દ્વિકરજોડી,
જગતના મોહ માયા જે બધા બંધન દીધાં છોડી.
પ્રભુના ધામમાં જાવા ઉભો તૈયાર હું થઇને,
વિચાર્યું બોધના શબ્દો વિરામું કંઇક બે કહીને.
લીધી મમ નોંધ–પોથી ને લખ્યો ઇતિહાસ જીવનનો,
સમર્પ્યો સ્નેહથી ગંગા તણા આરેજ છેવટનો.
વિચાર્યું કોઇ જાત્રાળુ જરુર આ ઘાટ પર આવે,
જડે જીવન–કથા મ્હારી, સકળ સૃષ્ટિને વંચાવે.

*　　*　　*

વીરા! વાંચક! સુસ્નેહીઓ! હમેશાં યાદ આ કરજો,
તમારાં અંતરે ઉંડા સુશોભિત શબ્દ કોતરજો.

## " સહ્બોધ. "

ન પરણો બાલવયમાં ને વળી પુત્રી ધનંજયની,
પરીક્ષા સદ્ગુણો સાથે ઉમરમાં કેટલા વયની !
બી. એ. ને એમ. એ. થએલી ને ભણી સુધરેલી વઠેલી,
પરણશો કોઈ કન્યા ના વળી શોખીન અલબેલી.
ત્રિયાને તાપમાં રાખો, સદા પ્રારંભથી સર્વે.
બનાવો, સાદી, સંતોષી, નિપુણ ગૃહ–કાર્ય સૌ કરવે,
ન મુંબઈ જોઈ મોહાશો, સુધારો સ્હેજ ના લેજો,
ભલું ઇચ્છો તમારૂં તો સદા સાદાઈમાં રે'જો.

*　　　*　　　*

વદી સદ્બોધના શબ્દો થયો ગંગા—નિવાસી હું,
છતાં મમ નોંધ—પોથીથી જગતમાં જીવતો હું છું.

## " ખુલાસો. "

પડેલી કાન્તની પોથી જડી ગંગા કિનારેથી !
ચતુર નર ચેતશે સ્હેજે પ્રકટ થઈ આજ મ્હારેથી,
પ્રયોજક "પુષ્પ" કે' છે કે " કથા પૂરી " વિરામું છું.
દીધી બુધ્ધિ પ્રભો ! આપે, દ્વિકરજોડી પ્રણામું છું.



